સતિયા સત ન છોડીયેં, સત છોડયે પત જાય;
સતની બાંધી લક્ષ્મી, ફીરફીર કેરા ખાય. ૨૭

નમે છે આંબા આંબલી, નમે છે દાડીમ દ્રાખ;
એરંડ બીચારો શું નમે, જેની ઓછી શાખ. ૨૮

વિક્રમ વિશાવિશ પછી, થાસે ધર્મ પ્રકાસ;
સાધુ મહિમા વાધસે, મત પાખંડ ખલાશ. ૨૯

આત્મ ભાવવિના જે કથા, વખાણ ચર્ચા વિચાર;
તે સર્વ બાલ જ્ઞાન છે, મિથ્યામતિ આચાર. ૩૦

નિજ સ્વભાવમાં સદા રહે, તજી રાગને દ્વેષ;
પૂર્વ કર્મને ખેરવે, એ સિધાંતનો રેશ ૩૧

નિચું જોઇ ચાલતાં, ત્રણ ગુણ મોટા થાય;
કાંટો ટળે દયા પળે, પગ પણ ના ખરડાય. ૩૨

ચાંપી બાંધે પાઘડી, ચાંપી ઉતારે નખ;
ચાંપી પેહેરે ખાશડા, એ ત્રણ અણધાર્યાં દુઃખ. ૩૩

કહે ના થા સો કહદીયા, અબ કયા બજાવું ઢોલ;
એક સ્વાસમેં જાત હે, તીન લોકકા મોલ. ૩૪

ચાર ઘડી રાત્રી પાછલી, સૂર્ય ઉદય પર્યંત,
બ્રાહ્મ મુહુર્ત તે જાણવું, ભજન ધ્યાન બલવંત. ૩૫

એરણની ચોરી કરે, દીયે સોયકા દાન;
ઉંચો નીચો ઉછલે, કયું ન આય વિમાન. ૩૬

વડા વડાઇ ના કરે, વડા ન બોલે બોલ;
હીરા મુખસેં ના કહે, લાખ હમારા મોલ. ૩૭

જે બોલે બાલક મતિ, જે બોલે અણગાર;
જે બોલે વરકામીની, જુઠ ન પડે લગાર. ૩૮

પ્રથમ ક્રોડ આડત્રીશ, લઘુમણ લખ દસ્યાર;
બાર સહસ નવસત, સિતેર વલી ઉપર સાર. ૩૯

એટલે મણે એક ભાર, ભાર ચિહુપત્ર વખાણું;
આઠ ભાર ફલફુલ, બારખટ વેલી જાણું. ૪૦

નિંદક ધોબી દો જણા, ધોવત હે ગમમેલ,
ધોબી કમાઈ કરત હે, નિંદક ઠેલમઠેલ ૪૧

શુદ્ધભાવ મુજમાં નથી, નથી સર્વ તુજ રૂપ,
નથી લઘુતા કે દીનતા, શું કહું પરમ સ્વરૂપ ૪૨

નથી આજ્ઞા ગુરુ-દેવની, અચળ કરી ઉરમાંહિ,
આપ તણો વિશ્વાસ દૃઢ, ને પરમાદર નાહિ ૪૩

હું પામર શું કરી શકું, એવો નથી વિવેક,
ચરણ શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક ૪૪

કાળ દોષ કળિથી થયો, નહીં મર્યાદા ધર્મ
તોય નહિ વ્યાકૂળતા, જુઓ પ્રભુ મુજ કર્મ ૪૫

એમ અનંત પ્રકારથી, સાધન રહિત હુંય,
એકે પણ સદ્ગુણ નહિ, મુખ બતાવું શુંય. ૪૬

કેવળ કરુણા મૂર્તિ છો, દીન બંધુ દીન નાથ,
પાપી પરમ અનાથ છું ગ્રહો પ્રભુજી હાથ ૪૭

હે પ્રભુ! હે પ્રભુ! શું કહું, દીનાનાથ દયાળ;
હું તો દોષ અનંતનું, ભાજન છું કરૂણાળ ૪૮

પ્રભુ ચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક,
પાર ન તેથી પામિયો, ઊગ્યો ન અંશ વિવેક ૪૯

અચિંત્ય તુજ મહાત્મ્યનો, નથી પ્રફુલ્લિત ભાવ,
અંશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ ૫૦

જાણ્યું તો તેહનું ખરૂં, જે મોહે નવી લેપાય,
સુખ દુખ આવ્યે જીવને, હરખ શોક નવી થાય ૫૧

આ ભવમાં સમજ્યો નહિ, પડસે વાત ઉવાર;
ફરીને મળવું દોહીલું, ભમતા ભવ અપાર ૫૨

મૂરખ નરે જાણે નહી, ક્ષણ લાખીણો જાય,
કાળ ઓચિંતો આવશે શરણું કો નવી થાય ૫૩

અવસર આવ્યે અવશ્યકર, અવસર આવ્યે મત ભુલ,
અવસર ચૂક્યા જે નરા, તે માણસ કોડી મૂલ ૫૪

નરભવ ચિંતામણિ સમો, જીવ તું એળે મત હાર;
જિનશાસન મન સ્થિર કરી, જીવ તું આપ સંભાલ. ૫૫

ભોગ ભલા નર તે લહે, હરખે દીજે દાંન;
સમકિત સહિત શિવપદ લહે, અનંતા સુખનો ઠાંમ. ૫૬

મમતા માયા પરિહરો, કુમતિ કરજો દૂર;
રતિ રાખો જિનરાજમાં, તો પામો સુખ પૂર. ૫૭

નિંદા હમારી જો કરે, મિત્ર હમારા હોય;
સાબુ લેવે ગાંઠકા, મેલ હમારા ધોય. ૫૮

પ્રભુ નામનો આળશુ, ભોજનમાં હુશીયાર;
સાધુની નિંદા કરે, વારંવાર ધિક્કાર. ૫૯

સંજમપાલે સિદ્ધનમે, શિયલ ન ખંડે રેખ;
તો પણ મુક્તિ વેગથી, જો ઘટ રાગ ને દ્વેષ. ૬૦

કચન તજવો સહેલ છે, પરનારિનોસ્નેહ;
પરનિંદા પરઈર્ષા, દુર્લભ તજવો તેહ. ૬૧

જેસે જવરકે જોરસેં, ભોજનકિ રૂચી જાય;
તેસે કુકર્મકે ઉદે, ધર્મ બચન ન સુહાય. ૬૨



## ગ ઝ લ.

અરે ઓ ભાઈ જંજાળી, રહ્યો શું મોહમાં માલા;
ન જોયું આપ નિહાળી, રહ્યા જડભાવને ઝાલી. ૧

કંઈક નિજ હિત સંભાળી, પકડને પુણ્યની ડાળી;
કરી માયાજ તેં વ્હાલી, ગુમાવી જીંદગી ખાલી. ૨

વરશ પચાશ તો વીત્યાં, કરી ના આત્મની ચિંતા;
ન ગાઇ ધર્મની ગીતા, પકડશે કાળ ઓચિંતા. ૩

મળી આ દેહ બહુ મુલી, ગયો દેવા વિષે ડુલી;
પકડી તે પાપની પુળી, કનક મુકી ધમે ધુલી ૪

મુશાફર બે દિનશનો તુ, મુશાફરી બગલે આવ્યો,
નથી આ બગલો તારો, વૃથા તુ બોલમા મારો ૫

કહુ હુ પ્રેમથી વ્હાલા, હવે લે હાથમા માળા,
ઉપાધિના તજી ભાલા, હૃદયના ખોલને તાળા ૬

ઉમર આ રાખમા ગેળી, ન જોયુ ચિત્તમા ખોળી,
ગળી તે ગર્વની ગોળી, ઉદરમા જીદગી બોળી ૭

નથી ઘરબાર આ તારા, નથી સુત દ્રવ્ય કે દારા,
ધરીલે ધર્મના વાગ, કહ્યુ તુ માનીલે મારા, ૮

હવે લે ચિત્તમા ચેતી, ધરમની ખેડને ખેતી,
શીખામણ હુ કહુ કેવી, વૃથા તુ પીલમા રેતી ૯

વિનય મુનિ વદે ભાવે, ગઝલ એ પ્રેમથી ગાવે,
સુબોધે સત સમજાવે, સમય આવો ફરિ નાવે ૧૦

૧ વાદવિવાદ ન કરે, સમભાવે રહે પરભાવને સર્વથા અસ્થિર જાણે, પરપુદ્ગલમા આસક્તી નહીં, સ્વભાવમા રહે, તેજ જ્ઞાન અને વૈરાગ્ય કહેવાય ૨, પરની ઇચ્છા, આશીભાવ, દીનપણુ, કર્માધીનતા, જન્મમરણ, અજ્ઞાન, એજ પરમ દુખ છે ૩, આત્માનો રસ્તો બતાવે, આત્માને ઓલખાવે, તે સદ્દગુરૂ જાણવા ૪, આત્માને શાશ્વતો જાણે તેજ વિવેક અને સમકીત ૫, આત્મજ્ઞાનં શિવાય બાહ્ય જ્ઞાન તે આત્મગુણનો આસ્વાદન પામે નહીં ૬, જે આત્માના ધર્મને બતાવે, કર્મજાલથી મુકાવે, તે ગુરૂ સજ્જન કહેવાય ૭ આત્મબોધ, અનુભવજ્ઞાન, સ્પર્શજ્ઞાન, તે જ્ઞાન જાણવુ ૮, સર્વ વસ્તુને જીવ જાણે છે ૯, જ્ઞાનચેતના જાગે ત્યારે પોતાની કથા પોતે કહે ૧૦, સમકીત છીપ સમાન છે, તેમા ગુરૂના વચન મોતી સમાન છે ૧૧, વૈરાગ્ય તે કલ્પવૃક્ષ, આનંદ તે સુધા, શુદ્ધભાવ તે ચદ્રમા કહેવાય. ૧૨, જ્ઞાનદૃષ્ટી રૂપી હાથી તેની પાસે ઉદયરૂપી કુતરો ભસીને ચાલ્યો જાય છે ૧૩, ચેતના બે પ્રકારની છે, તેમા જ્ઞાનચેતના તેથી

મોક્ષ અને કર્મચેતનાથી બંધ થાય છે. ૧૪. જ્યાં સુધી હૃદયમાં પ્રમાદ છે, ત્યાંસુધી પરાધીનપણું છે. ૧૫, વૈરાગ્ય શૃંગારની સાથે હોય નહિં અને શૃંગારની સાથે વૈરાગ્ય પણ હોય નહિ, જ્ઞાન તે વૈરાગ્ય સાથે અને વૈરાગ્ય તે જ્ઞાન સાથે હોય પણ જુદા હોય નહિં. ૧૬, વિતરાગના વચનની અસરથી વિષય, કષાય નિસ્વાદ ન લાગ્યા તો જાણવું કે, વિતરાગના વચન કાને સાંભળ્યાં નથી. ૧૭. જગતનો માર્ગ પ્રમાદનો છે, અને મોક્ષ માર્ગ અપ્રમાદનો છે.

મન વચન કાયાથી કરેલ કર્મ, તે તપ સંજમાદિ શુભ વ્યાપારે નાશ પામે. સતાએ રહેલ કર્મ, શુભ ઉપયોગે નિર્જરે. મિથ્યાત્વના બાંધેલાં કર્મ, સમ્યકત્વથી જાય. અવિરતીના બાંધેલાં કર્મ વિરતી કરવાથી જાય. કષાયથી બાંધેલાં કર્મ, ઉપશમાદિકથી જાય. પ્રમાદથી બાંધેલાં કર્મ, અપ્રમાદથી જાય. ઈન્દ્રિય વિષયના બાંધેલાં કર્મ તપસ્યા કરવાથી જાય. શુદ્ધ ઉપયોગે ધર્મ પોતાના દ્રવ્યગુણપર્યાયમાં તદાકાર. અશુદ્ધ ઉપયોગે રાગદ્વેષ, તદઉપયોગે કર્મબંધ, શુભ ઉપયોગે પુણ્યબંધ, અશુભ ઉપયોગે પાપબંધ. પાપે, અશાતા, પુણ્યે સાતા, કર્મે સંસાર, અને ધર્મે મોક્ષ. ધર્મ તે આત્મસ્વભાવ જનિત અને પુણ્યપાપ તે કર્મજનિત. પુણ્ય તે બંધ છે, ભોગ છે, આશ્રવ છે, અને ક્ષય પણ છે

ધર્મ તે સંવરરૂપ છે, નિર્જરારૂપ છે, અને અક્ષય છે. તે સમકીતીને હોય, જ્યાંસુધી જીવ સંકલ્પવિકલ્પમાં પ્રણમે છે ત્યાંસુધી કર્મ બંધાય છે. જીવ નિર્વિકલ્પભાવે પ્રણમે ત્યાં ધર્મ નીપજે. વિકલ્પે કર્મ, નિર્વિકલ્પે ધર્મ. કર્મચેતના તે રાગદ્વેષરૂપે પ્રણમવું. કર્મફલચેતના તે ઉદય આવેલા કર્મને વેદવું. દ્રવ્યકર્મ તે આઠકર્મ, ભાવકર્મ તે રાગદ્વેષાદિ અશુદ્ધ પરિણામ. નો કર્મ તે પાંચ શરીર, કર્મચેતના તે ત્રસ જીવને હોય. કર્મફલ ચેતના તે એકેંદ્રિય જીવને હોય. જ્ઞાન ચેતના તે સમકીતીને હોય. પ્રાક્રમ તે ઉદયાનુસારે, બલ તે શરીરનું, વીર્ય તે આત્માનું, દ્રવ્યનિર્જરા તે કર્મની વરગણાને ઘટાડવી. ભાવનિર્જરા તે રાગદ્વેષ મોહાદિનું ઘટાડવું તે. દ્રવ્યજ્ઞાન તે શાસ્ત્રાદિકનું પઠનરૂપ. ભાવજ્ઞાન તે આત્માના સ્વરૂપનું જાણપણું, અજ્ઞાનીનો નિશ્ચય તે જન્મમરણનું કારણ છે, અને જ્ઞાનિનો નિશ્ચય તે મોક્ષનું કારણ છે.











દુનીયામા ઘણા જીવો એવી માન્યતાવાળા છે કે—“હુ જે વખતે ધર્મના કાર્ય કરૂ તે વખતે સહુની નજર મારા ઉપર રહે, અને લોકો ધર્મવાળો ગણે, મારૂ ઉત્તમ કાર્ય એકદર રહી ન જાય” એવી વાહ વાહ મેળવવાની લાલસા રહેલી હોય છે—આની વૃત્તિમા કેટલીક ધર્મવિઘાતક શક્તિ રહેલી છે તે ઘણા જીવો સમજતા નથી જગતમા આ શ્રેણીના ઘણા મનુષ્યો છે, લોકોની વાહવાહથી તેનુ ચિત્ત નાચી ઉઠે છે જેમજેમ લોકોના વાહવાહનો ધ્વનિ વધતો જાય છે તેમતેમ તેમના ધર્મનાચની માત્રા વધતી જાય છે લોકપ્રશસાની એવી અદ્ભુત શક્તિ છે કે, તે મેળવવા માટે જગતમા અનેક સ્થળે અનેક મહાન કાર્યો થયા છે, એના પ્રભાવથી સાહસ, સ્વાર્થત્યાગ, ઘોર વૈરાગ્ય, કઠીન તપસ્યા, વ્રતનુ પાળવુ આદિ ઉપજી આવ્યા છે તેનુ પ્રમાણ રાખ્યાવગર લોકપ્રશસાની, મોહની શક્તિથી આકર્ષાઈને ઘણા જનોએ વિસ્મયકારક કાર્યો કર્યા છે લોકપ્રશસાના પ્રભાવથી લોકો ભ્રમ ભુલી જવાય છે, એવી પ્રવૃત્તિ ધર્મજીવને નાશ કરનારી છે જેમણે પોતાના ધર્મ જીવનને સારૂ સ્થિરતા, નિક્ષેપ, ઉત્તમ પ્રકારનુ બનાવવુ હોય તો તેમના હૃદયમા લોકદર્શીનો ભય અગર પ્રીતિ પોતાનુ ક્ષેપ કરી શકતા નથી

એછે, ખરૂં છે કે જ્ઞાની જનોના વચનો માત્ર મોઢે કરવાથી. અને શાસ્ત્રનું પઠન પાઠન કરવાથી આપણે ઘણી વાતોજાણીશકીએ છીએ, પરંતુ તેટલા ઉપરથી આપણે ધાર્મીક થયા, એમ જે માનવું એ ભ્રાંતિ છે, અને ધર્મમાં જે ભ્રાંતિ છે, એ મોટામાં મોટો દોષ છે, માણસ જેમ દુનીયાની ભુગોળ મોઢે કરે તેથી તેને દુનીયાની મુસાફરી કરી ગનાય નહીં, તેમ માત્ર શાસ્ત્ર (જીવવિચાર, નવતત્વ, દંડક, કર્મગ્રંથ પ્રકરણ આદિ સૂત્રો ) મોઢે કર્યાં અથવા જાણ્યાં, તેથી કાંઇ ધાર્મીક બન્યો ગણાય નહીં, અલબત ભુગોળનું જ્ઞાન મુસાફરી કરનારને સહાયક છે, તેમ શાસ્ત્રોનું જ્ઞાન ધર્મના માર્ગમાં ગતિ કરવા ઈચ્છનારને જરૂરનું છે, ઘણા મનુષ્યો શાસ્ત્ર, જ્ઞાન, અને ધર્મ વચ્ચે ઘણો નિકટનો સંબંધ માને છે, પણ ખરી રીતે તેમ નથી. શાસ્ત્ર જ્ઞાન, અને વાસ્તવીક ધર્મનીવચ્ચે કરોડો ગાઉનો અંતર છે; ધર્મે તેમના જીવનને લેશ પણ સ્પર્શ કર્યો હોય તેમ જણાતું નથી. શાસ્ત્ર એ બુદ્ધિ અને સ્મૃતિનો વિષય છે. ધર્મ એ આત્માનો મૂળ વિષય છે, પકવાનના નામ જાણવાથી, જેમ તે માંહેનું એક પણ પકવાન મોઢામાં આવતું નથી, તેમ શાસ્ત્રો જાણવાથી કાંઇ ધાર્મીકપણું આવતું નથી, ધર્મના ઇચ્છનારને શાસ્ત્રજ્ઞાન ઉપયોગી માર્ગ બતાવનાર, અને સહાયક છે, એટલુંજ છે, પકવાનના નામ જાણ્યા પછી. તેને પ્રયત્ન પૂર્વક બનાવી લેવાની મહેનતજ જેમ બાકી રહે છે, તેમ શાસ્ત્રો જાણ્યા પછી તે અનુસાર જીવનને ઘડી તેમાં ધર્મ ભરવાનું કામ તો બાકીનું બાકીજ રહે છે. આથી શાસ્ત્રોને ધર્મમાની લેવાની ભ્રાંતિમાં ન પડવું, સાવચેત રહેવું જોઇએ, બુદ્ધિ જનસમાજનું તેમજ પોતાનું શ્રેય કરી શકે છે. તેજ બુદ્ધિ અત્યંત ઉત્કટ રાગપૂર્વક રસથી વેદે છે. તેથી મોહની કર્મની પ્રકૃતિ ઘણી ઉપાર્જન કરે છે, હાલમાં ચોતરફ જે વિગ્રહો થાય છે, અને તેને લીધે કરોડો મનુષ્યોની ખુવારી થાય છે, લોકોની સેવામાં યોજાવાને બદલે લોકોના સંહારમાં યોજાયેલ છે. વલી સંશયથી આત્માને કોઇ માર્ગ ઉપર ટકવા દેતી નથી. પગલે પગલે અનેક તર્ક વિતર્કો કર્યા કરે છે. શ્રદ્ધાવગર વારંવાર ચલીત કરે છે, માટે બુદ્ધિ ધર્માનુસારીણી હોવી જોઇએ, જો તેમ ન હોય તો પોતાનું તેમજ પરનું અહીત કરનાર થઇ પડે છે, આત્મ ઘાત કરવામાં પણ થાય છે.

જ્યા આતરિક વિચારણાનો અનકાશ નથી, તેના જીવનમા કોઈ પ્રકારની ગભીરતા, દ્રઢતા નથી, માટે સાચા ધર્મપરાયણ થવું જોઈએ, લોકોની ભીડ, અને નિર્જનતા, નિવૃત્તિ, અને પ્રવૃત્તિ, ચિંતવન, અને કાર્ય, એ બન્નેનો સમાવેશ થવો જોઈએ, આત્માને ઉંડાણમા રહેલા બહુ મુલ્ય રત્નો એકાતમા ધ્યાન, વીચારણા અને ચિંતનનવડે પ્રાપ્ત થાય છે તેનો ઉપયોગ પોતાના ચરિત્રને ઉત્તમ પ્રકારે ભરવામા પોતાના તેમ બીજાના કલ્યાણ માટે થાય છે જેના જીવનમાં ચિંતવન, એકાતવાસ, અને નિર્જનમા ધ્યાન કરવાનો અવકાશ નથી, તે જીવ ક્ષુદ્ર અસ્થિર મનુષ્ય છે તેને હમેશા એનો થોડો વખત કાઢવો જોઈએ કે જ્યા એકાતમા, નીર્જનમા, નીર્મલ વાતાવરણમાં અશુન્ય ચિત્તે પોતાના આત્મામા સ્થીર થવું, પરમાત્માને હમેશાં નિયમીત, અને સ્થીર ચિત્તથી જપવામા આવે તો, એથી ચિત્તના, મનના દોષો, મલીનતા, કે જેને લીધે એકાગ્રતા સિદ્ધ કરી શકાતી નથી, તો તે ઠડા પડી જાય છે જેમ મત્રથી વિષ ઉતરી જાય છે, તેમ જપ કરવાથી વીઘ્નો ટળી જાય છે

जहा विसं कुट्ट गय, मंतमूलविसारया ।
वीज्जा हणतीमंतेहिं, तो त हवइ निव्विस ॥

ભાવાર્થ —જેમ મંત્રમૂળવાળી વિદ્યા શરીરમા વ્યાપેલા વિષનો નાશ કરે છે, તેમ શુદ્ધ ભાવ હૃદયની મલીનતા રૂપી વિષનો નાશ કરે છે

પોતામાં જે જે દોષો હોય તેનો પરીહાર કરવામા પોતાના મનની સાથે સુદ્રઢ નિશ્ચય કરવો જોઈએ

જેમના જીવનમા એકત્ર કરેલુ સકલ્પ બળ નથી તેઓના ગમે તેટલા ઉચ્ચ વિચારો હોય તો તે કાર્ય કરી શકતા નથી, કોઈ પ્રકારની ટેક, દ્રઢતા, સ્થિરતા, અચલતા, અને ચારિત્ર્ય શક્તિ હોતી નથી, માટે આપણા જીવનમા હમેશાં થોડો કાળ, ખરેખરી એકાતમા, અને નીર્જનતામા હોવાની જરૂર છે

તત્વોની ખામીને લીધે આપણું જીવન સત્યશૂન્ય ઉપલકીયા, ગંભીરતા વીનાના અને અસ્થીર મનવાળું હોય છે.

मर्कटस्य सुरा पानं तस्य वृश्चिकदंशनम् ।
तन्मध्ये भूतसंचारो । यद्वा तद्वा भविष्यति ॥

ભાવાર્થ:—વાંદરે મદિરા પીધી હોય, તથા વળી તેને વીંછુએ ડંખ માર્યો હોય, તેમજ તેને વળી ભૂત વળગ્યું હોય, તો તે વાંદરો ગમે તે પ્રકારનું એટલે સર્વ પ્રકારનું નુકશાન કરવાને સમર્થ થાય છે.

નિર્બલ મનુષ્યોને જ્યાં સંજોગો દોરી જાય ત્યાં વગર સ્વાર્થે દોરાઇ જાય છે, પોતાનું શ્રેય કયા માર્ગમાં છે તેનો નીરધાર કરી શકતા નથી, "ક્ષણે તુષ્ટા ક્ષણે રૂષ્ટા" એવા હોય છે.

ગમે તેટલી પુસ્તકશાળાઓ, ધાર્મિક સંસ્થાઓ, જિનમંદિરો, ધર્મશાળાઓ, વીગેરે સાધનની ઘણી સામગ્રી હોવા છતાં આપણામાંના સોએ નવાણું ટકાના જીવનમાં કશોજ ફેરફાર નથી. તેનું કારણ એજ કે આપણા જીવનમાંથી આપણે આંતરિક વિચારણાની અને ધ્યાનની દિશાને વિસારી મુકી છે, બાદ કરી નાખી છે. તેની ખામી આપણે બહારની સામગ્રીથી પુરવા માગીએ છીએ, તો ઉલટી વિધિનું સુંદર ફલ કયાંથી હોય, આથી જેના જીવનમાં બહારનો વ્યવસાય અતિ પ્રમાણમાં છે, શાંતિનો દેશવટો. વિષયકષાયની ધમાધમ, અને અજ્ઞાનતા જોવામાં આવે છે, તે ઓછું કરવું જોઈએ. મનુષ્યના ચિત્તની દશા સમુદ્ર કીનારે બાંધેલી ઝુંપડીના જેવી હોય છે, જે રેતીના ઉપર બાંધવામાં આવેલી હોવાથી માત્ર એકજ પ્રચંડ જલતરંગથી કંપીત બનીને ધુળમાં મળી જાય છે.





# આત્મ ભાવના



વિ શ્વોપકારી પુરૂષો ચિરકાલ સુધી વીસરતા નથી, એટલુ જ નહિ પણ યાવત્ ચદ્રદિનાકરૌ સજ્જન પુરૂષોના અંતઃકરણમા તેઓ માટે પૂજ્યબુદ્ધિ સ્થાપિત રહ્યા કરે છે તેનુ કારણ તેઓનુ પવિત્ર આદર્શજીવન, ઉત્કૃષ્ટ સયમ અને ઉચ્ચ ગુણોજ હોય છે, કારણકે, આવા મહાન પુરૂષોના કાર્યો મહાન અને જગતને ચકિત કરનારા હોય છે તેમનુ ઐશ્વર્ય, ઠકુરાઇ, બલ, તથા પ્રભુતાઆદિ પરોપકારને માટે હોય છે તેમનુ જ્ઞાન બીજાઓને સદુપદેશ દઈ સન્માર્ગે વાલવામા, બળ નિર્બળનુ રક્ષણ કરવામા, અને લક્ષ્મી દીન દુખીઓને પોષવામા વપરાય છે આવા પવિત્ર પુરૂષોમા શિરોમણી પ્રભુશ્રી મહાવીર આ ભારતવર્ષને વિષે પોતાના ચરણારવિંદોથી પાવન કરી રહ્યા હતા, તેઓ અહિંસાના પિતા હતા જ્ઞાનીઓના શિરોધાર્ય અને ત્રણે કાલના ભાવોને એક સમયમા જાણતા હતા, સર્વજ્ઞ હતા અપાર બળ છતા ક્ષમાના સાગર હતા, ત્રણ ભુવન (ચૌદરાજ) નુ સામ્રાજ પોતને ઘેર છતા કેવલ નિર્મોહી અને નિરભિમાની હતા

દાતારોમા શિરોમણિ સહિષ્ણુતામા એકા, મહાન જીતેંદ્રિય, અને અપરાધીઓપર ઉપકાર કરનારા, જગતના જીવોનુ કલ્યાણ કેમ થાય, સર્વજીવ માત્ર પાપથી મુકાય, અને તેઓ આ વિનશ્વર માયાવી સુખોથી નહિ છેતરાતા સત્ય અને અવિનાશી સુખોને પ્રાપ્ત કરનાર, વીતરાગધર્મી અને તત્વના રસિક કેમ બને, તેને માટે અહર્નિશ ચિંતવન તથા સતત્ પ્રયાસ એજ તેમનુ લક્ષબિંદુ હતુ ધૈર્યતામા,

વીર્યતામાં, ત્રણ જગતને ધ્રુજાવવાને સમર્થ હતા. આવા પરમાત્માના ચરણકમલનું આરાધન કરી અનેક ભવ્યજીવો પોતાનું કલ્યાણ કરતા હતા, અને અત્યારે પણ પ્રભુના વિરહે તેમની પ્રતિમાના આલંબન દ્વારા તેમના નામ સ્મરણથી તેઓ પોતાના પાપનો નાશ કરી રહ્યા છે. હે પ્રભુ! તારૂં આવું અદ્દભુત ચરિત્ર કયા જીવને મુગ્ધ નહી કરે?

હે યોગીશ્વર! મહાવીરપ્રભુ! તારા લોકોત્તર અતિશયોયુક્ત જીવનને સાંભલી તેને સમજ પૂર્વક શ્રદ્ધા સહિત અમલમાં મૂકી. અમો તેમાં સરગાશ થયા છીયે, ઘેલા જેવા બન્યા છીયે. હે તરણ તારણપ્રભો તમો એક વખત આ તારા સેવકપ્રત્યે મીઠી દૃષ્ટિથી અપરાધોની માફી આપો, અને મારા હૃદયકમલમાં સુવર્ણના સિંહાસન-પર બીરાજમાન થઇ અમારામાં સમભાવ પ્રાપ્ત કરો. આ જગતનું દારિદ્ર દૂર કરનાર, દાતારમાં શિરોમણી, શું તું તારા અનંત ગુણો પૈકી કિંચિતનું દાન કરી આ તારા સેવક અવગુણના ઘરભૂત કંગાલને તારા પવિત્ર જીવનની પ્રસાદી નહી ચખાડે?

ઈંદ્ર જેવા તારી સેવામાં હાજર રેહેવાનું આવાહન કરવા છતાં, અરે! આખા બ્રહ્માંડને અંગુલીમાં નચાવવાનું સામર્થ્ય છતાં તેનો ઉપયોગ નહી કરતાં, કેવલ આત્મબલ ઉપર મુસ્તાગ રહી કર્મશત્રુઓને હંફાવનાર, ગોવાલીયા તથા સંગમાદેવ જેવાના પ્રાણાંત ઉપર્ગોને પણ સમભાવે સહન કરી તે પાપીઓ પ્રત્યે કરૂણાનો પ્રવાહ વહેવરાવનાર, ઓ! કૃપાલુ પ્રભુ! તારા સંતાનોને, તારી આવી અપૂર્વ શક્તિ છતાં તેના મોહ અજ્ઞાન અને મીથ્યાત્વ રૂપી ભવભ્રમણ કરાવનાર શત્રુઓને પરાસ્ત કરવામાં શું તેઓ કમનશીબ રેહેશે? કદી નહી.

હે પ્રભુ! દેવતાઓના સ્વામી ઈંદ્રોને વંદન કરવા યોગ્ય, સમસ્ત વસ્તુના સારને જાણનાર, સ્વભાવમાં લીન બની આત્માના અખંડ આનંદમાં આપ તલ્લીન બન્યા છો, અને અમારે તો તારા જેવું પ્રાપ્ત કરવા, તારે પગલે ચાલવાનું રહ્યું, તારા આગમોનું, અને તારી મુર્તિનું આલંબન, એજ અમારા પાપોનો નાશ કરવાને અમોઘ ઉપાય છે. માત્ર બહુલ સંસારીઓને તે રૂચતો નથી. તારી

આજ્ઞા વિરાધવી, અને તારા જેવુ થવાની આશા રાખવી, એ તો આકાશ કુસુમવત્ ગણાય હવે તો એટલુ જ યાચીયે છીએ કે, તમારા ચરણકમલની ભક્તિનુ જો કંઇ પણ ફલ હોય તો હે શરણ્ય! અમોને એક તમારૂ જ શરણુ હો આપની આજ્ઞા શીરસા વધ થાઓ, ચરમ તીર્થંકર શ્રી મહાવીર પ્રભુનુ પવિત્ર જીવન આદર્શ-રૂપ છે, તે પરમાત્માની પરમજ્યોતિ અમારી અજ્ઞાનતા, અને દોષોને દૂર કરો, શાન્તિ ફેલાવો અને પવિત્ર માર્ગનો પ્રકાશ જગતમાં વિ-સ્તારવામા સહાયભૂત થાઓ!

આત્મ ભાવના અથવા અધ્યાત્મ ભાવના એ ઉચ્ચ કોટીની ભાવના છે એ ભાવનાની અંદર પ્રકાશમાન થયેલો આત્મા પરમાત્મ સ્વરૂપની સાથે તલ્લીન થઇ જાય છે, અને હૃદયના ઉંડા પ્રદેશમાથી ભાવોલ્લાસ પ્રગટ કરે છે તે આ પ્રમાણે બોલે છે, "અહો! પ્રભુ, તમે અખડ, અને સચ્ચિદાનદ સ્વરૂપ છો તમારા જ્યોતિના પ્રકાશ માથી શાતિ, ક્ષમા, અને સમતાના કિરણો સ્ફુરે છે તે કિરણોની શિતળ છાયા મારી ઉપર પ્રસારો અહો! મને એવી દશા કયારે પ્રાપ્ત થશે? કે જે દશામા રહી હુ તમારા ગુણોમા એકતાન થઇને રહી શકુ? જેના પસાયથી આ પ્રપચી દુનિયા ઉપરનો મારો પ્રેમ ઓછો થાય, એવી તમારી ભવ્યતા ભરેલી ભક્તિ મને કયારે પ્રાપ્ત થશે? મારૂ ચચળ હૃદય કે જે વાસના અને અભિલાષાઓના બ-ળથી વિક્ષેપ પામ્યા કરે છે, નકામી પ્રવૃત્તિમા પડ્યા કરે છે, અને આશા તથા તૃષ્ણાના અનેક તરગો ઉછાળ્યા કરે છે, તે ચચળ હૃદયને તમારા ચરણ કમળમા સ્થિર કરવાને હુ કયારે સમર્થ થઇશ? હે પરમાત્મન! મને નિશ્ચય થાય છે કે, જ્યારે હુ મારી સર્વ ઇંદ્રિયો તમારી ભક્તિમા જોડીશ ત્યારે મારા હૃદયને શાતિ મળશે જ્યારે હું તમારી પવિત્ર અને દયા ભરેલી આજ્ઞાને પુષ્પની માળાની જેમ શિર ઉપર ધારણ કરીશ ત્યારે મારા હૃદયમા તમારા વચનો ઉપર સંપૂર્ણ શ્રદ્ધા પ્રાપ્ત થશે હે ત્રિભુવનપતિ! તમારી નિર્હેતુક કરુણા તમારી અદ્ભુત શાતિ, તમારૂ અનિર્વચનીય જ્ઞાન, તમારૂં અસ્ખ-લિત ધ્યાન, તમારૂ યથાર્થવાદીપણુ તમારી અપૂર્વ પરોપકાર બુ-દ્ધિ અને અત્યત સહનશીનતા જોઈ એમ થાય છે કે, તમે મારા રોમે

રામમાં ક્યારે વસશો? કે, જેથી હું મારા શુદ્ધ અને નિર્મલ સ્વરૂપમાં રમણ કરૂં.

હે દયામૂર્તિ દેવાધિદેવ! મારા હૃદયની શાંતિનો ભંગ કરનારા આ વિશ્વના અનેક વિચારોનો નિરોધ કરવાનુ સામર્થ્ય મને ક્યારે પ્રાપ્ત થશે?

હે મંગળ નિધાન! ત્રણ જગતને વંદન કરવા યોગ્ય એવી આપની પ્રતિમાનું અવલોકન કરતાં મારા હૃદયમાં દિવ્ય ભાવના ક્યારે પ્રગટશે? અશરણને શરણ આપનારા તમારા શિવાય આ પ્રપંચી દુનિયા વિષરૂપ, પાષાણરૂપ, દુઃખરૂપ, બંધનરૂપ, કારાગૃહરૂપ, અને ત્યાગ કરવા યોગ્ય જાણી તે ઉપર મને વીતરાગપણું તથા ઉદાસીનપણું ક્યારે પ્રાપ્ત થશે? તમારામાંજ પવિત્ર પ્રેમ, તમારામાંજ અખંડ ભક્તિ, તમારામાંજ પૂજ્ય બુદ્ધિ, તમારામાંજ પિતાબુદ્ધિ અને તમારામાંજ વિશ્વબુદ્ધિ ક્યારે થશે?

હે કરૂણાનિધિ! તમારી જેમ મારા હૃદયમાં વૈરાગ્યનું જ્યોતિ ક્યારે પ્રગટ થશે? અહંકારનો જેમાં વિલાસ છે, અભિમાનની જેમાં વૃદ્ધિ છે, અને જેમાં કષાયરૂપી કઠોર શત્રુઓ દુઃખ આપવાને સજ્જ થઈ ઉભા છે. એવો આ અસાર સંસાર મને વૈરાગ્યમય ક્યારે લાગશે? તમારી જેમ મારી મનોવૃત્તિમાં સર્વ પ્રાણીઓ ઉપર મિત્રતા અને દુઃખીયા ઉપર દ્રવ્ય તથા ભાવથી અખંડ દયા, પ્રમોદતા, મધ્યસ્થતા અને નિઃસ્વાર્થબુદ્ધિ ક્યારે પ્રગટ થશે?

કષાયરૂપી શત્રુઓએ આક્રમણ કરેલા મારા મનોમંદિરમાં ધનની, યશની અને વિષય સુખની જે ઇચ્છા સ્થાન કરીને રહે છે તો તે ક્યારે નિવૃત થશે?

હે સદ્ગુણનિધિ! પરનિંદા અને પરના ગુણો ઢાંકી દોષ પ્રગટ કરવાની નઠારી પ્રવૃત્તિનો ત્યાગ કરવાને હું ક્યારે ભાગ્યશાળી થઇશ?

અહો પ્રભુ! આત્મા છે, આત્મા નિત્ય છે, આત્મા પોતાના કર્મનો કર્તા છે, આત્મા પોતાના કર્મનો ભોક્તા છે; આત્માને મોક્ષ

છે અને મોક્ષનો ઉપાય છે-આ છ મહાવાક્યો માન અતઃકરણમા નિરતર ક્યારે જાગૃત થશે? અને હુ તે પ્રમાણે વતી અન્ય જીવોને ક્યારે વર્તાવીશ?

જે વૃત્તિ શુભ ભાવના અને આત્મબલને હીન કરનારી છે, જે વૃથા વાણીવિલાસ, કૃપણતા, અને સ્વાર્થને દર્શાવનારી છે, જે આત્મવીર્યનો વૃથા વ્યય કરવાને પ્રેરનારી છે, જે અસ્થિરતા તથા અશાતિને ઉપજાવનારી છે, અને જે અધમતાને વધારનારી છે, તેવી વૃત્તિનો સર્વથા ત્યાગ કરવાનુ અદ્ભુત મનોબળ મને ક્યારે પ્રાપ્ત થશે?

હે અખડાનદ સ્વરૂપ પ્રભુ! એવો શુભ સમય ક્યારે પ્રાપ્ત થશે? કે જે સમયે મારા હૃદયમા જ્ઞાનનો પ્રકાશ પડે અને તેથી શુદ્ધ થયેલા તે હૃદયદર્પણમા તમારા જેવી ઉચ્ચ ભાવનાઓના પ્રતિબિંબ પડે, જ્ઞાન, અને અનુભવ ઉભયનો પ્રત્યક્ષ ભાવ પ્રતીત થાય, પ્રત્યેક આધિ વ્યાધિ ઉપાધિ અને પ્રત્યેક આપત્તિ એ સર્વમાથી મુક્ત થવાનુ અધિક અધિક બળ પ્રાપ્ત થાય, અને તેથી ઉચ્ચ સાધનો સપાદન કરી આત્મ ભાવનાનો વિસ્તાર થતો જાય આ સર્વ ઉચ્ચ સામગ્રી સપાદાન કરવાને હુ ક્યારે ભાગ્યશાળી થઇશ?

હે ચિદાનદમૂર્તિ પ્રભુ! મારામા પ્રસન્નતા એકાગ્રતા, ઇદ્રિય-જય, અને આત્મસ્વરૂપના દર્શનની યોગ્યતા ક્યારે આવશે? બાહ્ય અને આતર તપશ્ચર્યાથી શરીર અને ઇદ્રિયોનો નિયમ કરી તેમના સ્વાભાવિક સામર્થ્યનો ઉત્કર્ષ ક્યારે થઈ આવશે? ચિત્તની પરમશાતિ અથવા વાસનાનો ક્ષય અને મનોનિગ્રહથી, ઉપજતા તત્વજ્ઞાનનો અભેદાનદમય સાક્ષાત સ્વરૂપાનદનો અનુભવ મને ક્યારે પ્રાપ્ત થશે? શુદ્ધ ધ્યાનના બળથી ધ્યેયરૂપ એવા આપના સ્વરૂપ સાથે મારી ધ્યેયાકાર વૃત્તિ ક્યારે થશે? આનદમય અને નિરૂપાધિક એવી આત્મભાવનાની ભૂમિકા ઉપર આરૂઢ થવાનો અધિકાર મેળવવાને હુ ક્યારે ભાગ્યશાળી થઇશ?

મારૂં સત્ય સ્વરૂપ શુ છે? હુ ક્યાંથી આવ્યો અને ક્યાં જ-ઇશ? મારૂ શુ છે? અને શુ થશે? આ શરીર શુ છે અને આ

દુનીયા શું છે? આ કુટુંબ કોણ છે અને તેની સાથે આ મારો સંબંધ કેમ થયો છે? એ સંબંધ સત્ય છે કે અસત્ય છે? એને ત્યાગ કરવામાં મારૂં શ્રેય છે કે એને રાખવામાં શ્રેય છે? આવા વિવેક પૂર્વક વિચારો શાંત ભાવે કરવાને હું ક્યારે યોગ્ય થઈશ? આત્મસ્વરૂપનું સંપૂર્ણ ભાન કરાવનારા આધ્યાત્મિક જ્ઞાનના તાત્વિક સિદ્ધાંતનો અનુભવ કરી હું મારા કર્મોનો સત્વર નાશ ક્યારે કરીશ?

હે પવિત્ર પરમ જ્ઞાનધારી! તારો આત્મા મારા આત્માની માફક અનંત કાળ પર્યંત આ અનાદિ સંસાર સાગરમાં પરિભ્રમણ કરતો થકો, અષ્ટકર્મનો ઘાત કરી સંસારને કેવળ દુઃખમય જાણી તેમાંથી વિરક્ત થઇ ચૌદ રાજથી ઊર્ધ્વસ્થાને બિરાજમાન થઈ રહ્યા છો. અહા! તમારા આત્માને અનંત સુખ પ્રાપ્ત થયું છે, અનંત શક્તિ પ્રગટ થઇ છે, આ અગાધ અને દુઃખથી ભરપુર એવા અસાર સંસારમાં અમે અલ્પ મતિના પ્રાણી જેને ઉત્કૃષ્ટ સુખ માનીએ છીએ, તેની જોડે હે પરમધામનિવાસી પરમાત્મા! તારૂં અવિનાશી અપાર સુખ સરખાવતાં, મેરૂ આગલ સરસવ જેવું, અને ચિંતામણિ રત્ન આગળ કાચના કટકા જેવું છે. વાહ! ધન્ય છે તારા આત્માને કે જ્યોતિસ્વરૂપે મુક્તિ સ્થાન શોભાવો છો. ધિક્કાર છે મારા આત્માને કે જે આ ભવસાગરને સુખસાગર માની તેના દુઃખરૂપ મોજાના સપાટા સહન કરે છે.

હે કૃપાનિધે! હે દિનબંધુ! અમારા સરખા દીન જનો તારૂં દર્શન પામવાને આતુર છીએ, એવી મતિ આપ કે તારાં વચનો ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખીએ, જગતને વિષે ચિંતામણિ રત્ન સમાન શ્રી જૈન ધર્મને પરમોત્તમ ગણી તેમાં મગ્ન થઇએ, જેથી કોઇક દિવસ અમારી ધારણા ફલીભુત થાય. અહો! દુસ્તર સંસારસાગરને વિષે પોતાયમાન આ દુઃખાબ્ધિમાંથી અમોને તારવાને તારૂં નામરૂપી નાવ એવું સમર્થ છે કે તારૂં સ્મરણ કરતાં સંસારના દુઃખ ભુલી જવાય છે, અને મનને વિષે આનંદનો ઓઘ ઉછળી રહે છે, તો તે નાવને જે પકડશે તે કેમ નહિ તરે? અર્થાત્ તરી શકશે.

હે જગત્પૂજ્ય પ્રભુ! મારી કાયા અને મારી ઇંદ્રિયો, તમારી ભક્તિમાજ ઉપયોગી થજો મારૂ મસ્તક તમારી સુંદર પ્રતિમાની આગળ નમજો, મારા નેત્રો તમારી મનોહર અને મંગળમય મૂર્તિને નીરખજો મારી વાણી તમારા સ્તવનોના ગીત ગાજો, મારી ભુજાઓ તમારી વંદનાને માટે વળજો, મારા ચરણો તમારા ચૈત્યોની પરિપાટીમા ચાલજો, અને મારૂ હૃદય તમારૂ ધ્યાન ધરવાને તત્પર રહેજો.

હે પ્રભુ! આ જગતના સર્વ જીવો તમારા ધર્મને પ્રાપ્ત કરે, તમારા વચનો સાભળે, ત્રિકરણ શુદ્ધિથી તમારી ભક્તિ કરે, અને તે સર્વનુ કલ્યાણ થાય, એમ હુ અહર્નિશ ઇચ્છા રાખીશ આ પ્રમાણે મન, વચન, અને કાયાથી પ્રાર્થના કરી વિરમુ છુ



## ॥ शुभं भूयात् ॥



दंदह्यमाना निःपुण्याः । पुण्याढ्यस्यमहोऽग्निना ॥
अशक्तास्तत्पथं गंतु । विज्ञापंते पदेपदे ॥ १ ॥

અર્થ —પુણ્યશાલી પુરૂષના તેજરૂપી અગ્નિથી બળતા ભાગ્યહીન પુરૂષો પુણ્યમાર્ગે જવાને અસમર્થ હોનાથી પગલે પગલે પુણ્યશાલી પુરૂષની નિંદા કરે છે

वहुविधमुनिशिल्पिग्रंथितानेकशास्त्र–
वरकुसुमविचित्राऽऽनंददा रम्यमाला ॥

हरतु बुधजनानां ज्ञानसौरभ्यरम्या ।
विनयविजयमुनीन्द्रैर्भावितेयं मनांसि ॥ २ ॥

॥ इति श्रीमत्तपागच्छीयमुक्तिविजयगणिशिष्याचार्यश्रीविजयकमलसूरीश्वरस्यमुनिविनयविजयविरचितः श्रीभावनाभूषणनामग्रंथः विक्रमीयनवसप्त्युरत्तएकोनविंशतिशतवर्षे आषाढशुक्लद्वितीयवासरे जामनगरे समाप्तः. श्रीरस्तु ॥

ॐ શાન્તિ! શાન્તિ!! શાન્તિ!!!



# ॥ महावीर स्तुति ॥

पापाधाधानिधाधा धमधमधगसा सागमासारिगापा । सासा गागारिधापा निगरिमसरिगा पापगासारिधापा ॥ इत्थं पद्जातिरम्यं करणलययुतं सत्कलाभिस्समेतं । संगीतं यस्य देवैर्विहितमतिशुत्रं पात्वसौ वर्द्धमानः ॥ १ ॥ खुंदां खुदांखखुंदां ऋखिऋखिऋखिमा टांधुमांटांधुमांटां । कुक्मां कुक्मांकुकुक्मां कुलिकुलिकुलिमां भांभभांभांभभांभां ॥ ठम्लां ठम्लां ठठम्लां टिकिरिटिकिरिमां त्रांत्रुवांत्रांत्रुवांत्रां । येषामातोद्यवाद्य विदधति विबुधा· पांतु व स्तीर्थपास्ते ॥ २ ॥ कोटट रावणट त्रिजुवनकरटं दर्पणंटं रणट । ड्व्यड्राव्यदड्राव्य दहदहदहच वांगुटांत्राग्नुनेत्रां ॥ जाप्रं जाप्रजजाप्र सिखिसिखि खखुत्रं क्षुड्रजिः क्षुड्रमासै । रेजिस्सूर्य्यं सतोपं जिनपतिवचसः पातु पूज्योपचारा ॥ ३ ॥ त्राटात्त्रिआटयंती त्रुटितत्रुटितटं कंटकं खोटयती । कोटाडु·कोटयती कपटमटिपटं पाटवं शाटयती ॥ उत्तालैर्व्यालफालै·स्फुटजटिलजटाजूटकं जोटयंती । वैरोट्या टालयंती प्रनमथनवशा पात्वसौ वर्द्धमानः ॥ ४ ॥

## ॥ ॐनमःसिद्धं ॥

### अनेक मंत्र गर्भित परम प्रभाविक श्री पार्श्वनाथ स्तोत्र.



उवसगहरंपासं पासं वंदामीकम्मघणमुक्कं वि-
सहरविसनिन्नासं मंगल कल्लाणआवासं १ विसहर-
फुलींगमंतं कंठे धारेइ जो सया मणुउ तस्सगहरोग-
मारीदुठ्ठजरा जंतिउवसामं २ चिठउदुरेमंतो तुज्झ-
पंणामोवी बहुफलो होइ नरतीरीएसुवी जीवा पा-
वंतीनदुखदोगच्चं ३ ॐअमरतरुकामधेणुंचिंतामणी-
कामकुंभमाइया श्रीपास (पार्श्व) नाहसेवा गह्याणं
सव्वेवी दासत्तं ४ ॐ ह्रीँ श्रीँ ऐँ ॐतुहदंसणेण सा-
मीय, पणासेइ रोगसोगदुखदोहग्गं कप्पतरुमिवजायइ
ॐतुहदंसणेण समफलहेउंस्वाहा ५ ॐ ह्रीँ नमि-
उणवीप्पणासाय मायावीएणधरणनागिंदं सिरिका-
मराजक्लींपासजीणंदंनमंसामि ६ ॐ ह्रीँ श्रीपासवि-
सहरविद्या मंतेण झाणंझाएव्वो, धरणपोमावइदेवा ॐ
ह्रीँ क्ष्म्लवैर्युंस्वाहा ७ जयउ धरणदेवपढमहुत्तो ना-
गणीविद्या विमलझाणसंहियो ॐ ह्रीँक्ष्म्लवैर्युंस्वाहा
८ ॐ थुणामीपासं ॐ ह्रीँ पणमामीपरमभत्तीए अ-
ठखरधरणेंदो पउमावयपयडीयोकीत्ति ए जस्सपय-
कमलसयवसइ पोमावयधरणेंदो, तसनांमइ सयलं

विसहरविस नासेइ १० तुहसम्मत्तेलद्धे चिंतामणी-
कप्पपायवभहीए, पावंती अवीग्घेणं, जीवा अयरा-
मरंठाणं ११ ॐ नठ्ठमयठाणे पणठकमठ्ठनठसंसारे
परमठ्ठनीठीअठे अठगुणाधीसरं वंदे १२ इअसंथुउं
महायस, भत्तीभरनीभरेण हीयएण, तादेवदीज्झबो-
हि भवेभवे पासजीणचद १३ सतुहनाम सुद्धमंते जो-
नर जपतिसुद्धभावस्स सोअयरामरंठाणं पावंती
नयगयसुखं १४ पनासगोपीक्रांकुरगहदंसणभयंकाये
आवीनहुंतीएतहवी तसीऊंगुणीजासो १५ पिऊजंल-
भगंदरं खाससासमुलतहनीवाह श्रीसामलपासमहं
तनामपउरपजलेण १६ रोगजलजलणविसहर चोरा-
रिमइदगयरणभयाइं पासजिणनाम संकित्तणेण
पसमंतिसव्वाइ १७

પુદ્ગલ પિંડ લોલુપી ચેતન જગમે રાંક કહાવે,
પુદ્ગલ નેહ નિવાર, પલકમે જગપતિ બિરૂદ ધરાવે ૧
પુદ્ગલ રસરાગી જગ ભટક્યો, કાલ અનંત ગમાયો,
તાથી હોય ઘડીમે નિજગુણ, નાગાજી પ્રગટાયો ૨
પુદ્ગલમોહ પ્રસન્ન ચેતન, ચાર ગતિમે ભટકે,
પુદ્ગલ નેહ તજી નિજતના, મમ્ય માત્ર નહિ અટકે. ૩
જ્ઞાન અનંત જીવનો નિજગુણ, તે પુદ્ગલ આવરિયો,
જે અનંત ગુણીનો નાયક તે કણ કાયર કરિયો ૪

# ક્ષમા યાચના.

હે જિનેશ્વર! મેં તમારી આજ્ઞા માની નહિ. મેં આપના અમૂલ્ય વચનો લક્ષમાં લીધાં નહિ, આપના પ્રરૂપેલા અનુપમ તત્વનો મેં વિચાર કર્યો નહિ, આપે પ્રણિત કરેલા ઉત્તમ શીલને સેવ્યું નહિ, દયા, ક્ષમા, શાંતિ, અને પવિત્રતા મેં જાણ્યા નહિં, હે ભગવન્! હું. ભૂલ્યો, રઝળ્યો, આથડ્યો, મેં અને અનંત સંસારની વિટંબણા ભોગવી. હું કર્મરૂપી રજે કરી મલીન છું, પ્રથમ કરેલ કર્મ, અને પાપોનો હું હવે ઘણો પશ્ચાત્તાપ કરૂં છું.

જેમ જેમ હું સૂક્ષ્મ વિચારથી ઉંડો ઉતરૂં છું. તેમ તેમ તમારા તત્વના ચમત્કારો મારા સ્વરૂપનો પ્રકાશ કરે છે. તમે નિરાગી, નિર્વિકારી, સત્ચિદાનંદ સ્વરૂપ, સહજાનંદી, અનંતજ્ઞાની, અનંતદર્શી, અને ત્રૈલોક્યપ્રકાશક છો.

હું મારા હિતાર્થે આપની સાક્ષીએ ક્ષમા ચાહું છું, આપે કહેલા તત્વોમાં મને શંકા ન થાઓ. આપની આજ્ઞા નિરંતર વર્તન કરૂં એજ આકાંક્ષા અને વૃત્તિ બની રહે.

આ અનંત સંસારમાં અનેક યોનિઓમાં અનેક જીવોના સમાગમમાં કે સહવાસમાં આવતાં મારા તરફથી તમામ જીવોની સાથે મન વચન શરીરના યોગથી કોઇ પણ જીવ સાથે કજીયો, કલેશ, ચાડી, નિંદા, ખોટા કલંક અવિનય આદિ જે કંઇ અપરાધ જાણતાં કે અજાણતાં મારા તરફથી થતાં કોઇ પણ થયા હોય તે સર્વ વિનય પૂર્વક ઘણાજ નમ્ર ભાવથી તમો સર્વને ત્રિવિધે ત્રિવિધે ખમાવું છું. મારો અપરાધ ક્ષમા કરશો, તેમજ હું પણ તમો સર્વ જીવોને ક્ષમા આપું છું. સર્વ જીવો મારા મિત્ર સમાન છે. મારે કોઇ સાથે વૈર ભાવ નથી.

ૐ શાન્તિ! શાન્તિ!! શાન્તિ!!!

લી. મુનિ વિનયવિજય.

(જામનગરવાળા)

# શ્રી રત્નાકર પચ્ચીશીનું રહસ્ય.

## હરિગીત.

મદિર છો મુક્તિતણી માગલ્ય ક્રિડાના પ્રભુ,
ને ઇદ્ર નર ને દેવતા સેવા કરે તારી વિભુ,
સર્વજ્ઞ છો સ્વામી વળી શિરદાર અતિશય સર્વના,
ઘણુ જીવ તુ ઘણુ જીવતુ ભડાર જ્ઞાન કળા તણા. ૧
ત્રણ જગતના આધાર ને અવતાર હે કરુણા તણા,
વળી વૈદ્ય હે દુર્વાર આ સસારના દુખો તણા,
વીતરાગ વલ્લભ વિશ્વના તુજ પાસ અરજી ઉચ્ચરૂ,
જાણો છતા પણ કહી અને આ હૃદય હુ ખાલી કરૂ ૨
શુ બાળકો માબાપ પાસે બાળક્રિડા નવ કરે,
ને મુખમાથી જેમ આવે તેમ શું નવ ઉચ્ચરે,
તેમજ તમારી પાસ તારક આજ ભોળાભાવથી,
જેવુ બન્યુ તેવુ કહુ તેમા કશુ ખોટુ નથી ૩
મે દાન તો દીધુ નહિ અને શિયળ પણ પાળ્યુ નહિ,
તપથી દમી કાયા નહિ શુભ ભાવ પણ ભાવ્યો નહિ,
એ ચાર ભેદે ધર્મમાથી કાઈ પણ પ્રભુ નવ કર્યું,
મ્હારૂ ભ્રમણ ભવસાગરે નિષ્ફળ ગયુ નિષ્ફળ ગયુ ! ૪
હુ ક્રોધ અગ્નિથી બળ્યો વળી લોભસર્પ ડસ્યો મને
ગળ્યો માનરૂપી અજગરે હુ કેમ કરી ધ્યાવુ તને ?
મન મારૂ માયા જાળમા મોહન ! મહા મુઝાય છે,
ચડી ચાર ચોરો હાથમા ચેતન ઘણો ચગદાય છે ૫
મે પરભવે કે આ ભવે પણ હિત કાઈ કર્યુ નહિ,
તેથી કરી સસારમા સુખ અલ્પ પણ પામ્યો નહિ,
જન્મો અમારા જિનજી ! ભવ પૂર્ણ કરવાને થયા,
આવેલ બાજી હાથમા અજ્ઞાનથી હારી ગયા ૬
અમૃત ઝરે તુજ મુખરૂપી ચદ્રથી તોપણ પ્રભુ,
ભિજાય નહિ મુજ મન અરેરે ! શુ કરૂ હુ તો વિભુ,
પત્થરથકી પણ કઠણ મારૂ મન ખરે ક્યાથી દ્રવે,
મરકટ સમા આ મનથકી હુ તો પ્રભુ હાર્યો હવે ૭

ભ્રમતા મહા ભવસાગરે પામ્યો પસાયે આપના,
જે જ્ઞાન દર્શન ચરણરૂપી રત્ન તો દુષ્કર ઘણાં;
તે પણ ગયા પરમાદના વશથી પ્રભુ કહું છું ખરૂં,
કોની કને કિરતાર આ પોકાર હું જઈને કરૂં ? ૮
ઠગવા વિભુ આ વિશ્વને વૈરાગ્યનાં રંગો ધર્યા
ને ધર્મના ઉપદેશ રંજન લોકને કરવા કર્યા;
વિદ્યા ભણ્યો હું વાદ માટે કેટલી કથની કહું,
સાધુ થઈને બ્હારથી દાંભિક અંદરથી રહું. ૯
મેં મુખને મેલું કર્યું દોષો પરાયા ગાઈને,
ને નેત્રને નિંદિત કર્યા પરનારીમાં લપટાઈને;
વળી ચિત્તને દોષિત કર્યું ચિંતી નઠારૂં પરતણું,
હે નાથ ! મારૂં શું થશે ચાલ્લાક થઇ ચુકયો ઘણું. ૧૦
કરે કાળજાને કતલ પીડા કામની બિહામણી,
એ વિષયમાંબની અંધ હું વિડંબના પામ્યો ઘણી,
તેપણ પ્રકાશ્યું આજ લાવી લાજ આપતણી કને;
જાણો સહુ તેથી કહું કર માફ મારા વાંકને. ૧૧
નવકાર મંત્ર વિનાશ કીધો અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રનાં વાકયોવડે હણી આગમોની વાણીને;
કુદેવની સંગતથકી કર્મો નકામાં આચર્યાં,
મતિભ્રમણથી રત્નો ગુમાવી કાચ કટકા મેં ગ્રહ્યા. ૧૨
આવેલ દૃષ્ટિમાર્ગમાં મૂકી મહાવીર આપને,
મેં મૂઢધિયે હૃદયમાં ધ્યાયા મદનના ચાપને;
નેત્રબાણો ને પયોધર નાભી ને સુંદર કટી,
શણગાર સુંદરીઓતણા છટકેલ થઇ જોયાં અતિ. ૧૩
મૃગનયણી સમ નારીતણાં મુખચંદ્ર નીરખવા વતી,
મુજ મન વિષે જે રંગ લાગ્યો અલ્પ પણ ગૂઢો અતિ;
ને શ્રુતરૂપ સમુદ્રમાં ધોયા છતાં જાતો નથી,
તેનું કહો કારણ તમે બચુ કેમ હું આ પાપથી. ૧૪
સુંદર નથી આ શરીર કે સમુદાય ગુણતણો નથી;
ઉત્તમ વિલાસ કળાતણો દેદીપ્યમાન પ્રભા નથી;
પ્રભુતા નથી તો પણ પ્રભુ અભિમાનથી અક્કડ ફરૂં,
ચોપાટ ચાર ગતિતણી સંસારમાં ખેલ્યા કરૂં. ૧૫

આયુષ્ય ઘટતું જાય તોપણ પાપબુદ્ધિ નવ ઘટે,
આશા જીવનની જાય પણ વિષયાભિલાષા નવ મટે
ઔષધ વિષે કરૂં યત્ન પણ હું ધર્મને તો નવ ગણું,
બની મોહમાં મસ્તાન હું પાયા વિનાના ઘર ચણું ૧૬
આત્મા નથી પરભવ નથી વળી પુણ્ય પાપ કશું નથી,
મિથ્યાત્વની કટુ વાણી મેં ધરી કાન પીધી સ્વાદથી
રવિ સમ હતા જ્ઞાને કરી પ્રભુ આપથી તો પણ અરે,
દીવો લઈ કૂવે પડ્યો ધિક્કાર છે મુજને ખરે ૧૭
મેં ચિત્તથી નહિ દેવની કે પાત્રની પૂજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો ધર્મ પણ પાળ્યો નહિ,
પામ્યો પ્રભુ નરભવ છતાં રણમાં રડ્યા જેવું થયું,
ધોબી તણા કુત્તા સમું મમ જીવન સહુ એળે ગયું ૧૮
હું કામધેનુ કલ્પતરૂ ચિંતામણીના પ્યારમાં
ખોટા છતાં ઝંખ્યો ઘણું બની લુબ્ધ આ સંસારમાં
જે પ્રગટ સુખ દેનાર ત્હારો ધર્મ તે સેવ્યો નહિ,
મુજ મૂર્ખ ભાવોને નિહાળી નાથ કર કરુણા કંઈ ૧૯
મેં ભોગ સારા ચિંતવ્યા તે રોગ સમ ચિંત્યા નહિ,
આગમન ઈચ્છ્યું ધનતણું પણ મૃત્યુને પ્રીછ્યું નહિ,
નહિ ચિંતવ્યું મેં નર્ક કારાગૃહ સમી છે નારીઓ,
મધુબિંદુની આશા મહીં ભય માત્ર હું ભૂલી ગયો ૨૦
હું શુદ્ધ આચારોવડે સાધુ હૃદયમાં નવ રહ્યો,
કરી કામ પર ઉપકારનાં યશ પણ ઉપાર્જન નવ કર્યો,
વળી તીર્થના ઉદ્ધાર આદિ કોઈ કાર્યો નવ કર્યાં,
ફોગટ અરે ! આ લક્ષ ચોરાશી તણા ફેરા ફર્યા ૨૧
ગુરૂવાણીમાં વૈરાગ્ય કેરો રંગ લાગ્યો નહિ અને,
દુર્જનતણા વાક્યો મહીં શાંતિ મળે ક્યાંથી મને?
તરૂં કેમ હું સંસાર આ અધ્યાત્મ તો છે નહિ જરી,
તૂટેલ તળીયાનો ઘડો જળથી ભરાયે કેમ કરી ૨૨
મેં પરભવે નથી પુણ્ય કીધું ને નથી કરતો હજી,
તો આવતા ભવમાં કહો ક્યાંથી થશે હે નાથજી?

ભૂતભાવી ને સાંપ્રત્ ત્રણે ભવ નાથ હું હારીગયો,
સ્વામી ત્રિશંકુ જેમ હું આકાશમાં લટકી રહ્યો. ૨૩
અથવા નકામું આપ પાસે નાથ શું બકવું ઘણું?
હે દેવતાના પૂજ્ય! આ ચારિત્ર મુજ પોતાતણું;
જાણો સ્વરૂપ ત્રણ લોકનું તો મ્હારૂં શું માત્ર આ,
જ્યાં ક્રોડનો હિસાબ નહિ ત્યાં પાઇની તો વાત ક્યાં? ૨૪
ત્હારાથી ન સમર્થ અન્ય દીનનો ઉદ્ધારનારો પ્રભુ,
મ્હારાથી નહિ અન્યપાત્રમાં જોતાં જડે હે વિભુ;
મુક્તિ મંગળસ્થાન! તોય મુજને ઇચ્છા ન લક્ષ્મીતણી
આપો સમ્યગરત્ન શ્યામ જીવને તો તૃપ્તિ થાયે ઘણી. ૨૫



# અરિહંત પ્રભુની સ્તુતિ.

## હરિગીત છંદ.

જે ભૂત ભાવી વર્તમાનનું સ્વરૂપ સર્વ પ્રકાશતા,
એવું અનુપમ જ્ઞાન જેનું નમું તે જગ શાશ્વતા. ૧
વિજ્ઞાન આનંદ બ્રહ્મ ત્રિપદી એકતા કરી જ્યાં ઠરી,
સર્વજ્ઞ શ્રદ્ધા ધ્યાન કરવા યોગ્યનું શરણું કરી.
તે તરણ તારણ દુઃખ નિવારણ ચરણનું શરણું કરૂં,
નવ કરૂં જન્મમરણ ફરી સંસાર અટવી નવ ફરૂં, ૨
સૌ ક્લેશ વર્જીત નાથથી હું છું સનાથ અહા? નકી,
સુર અસુર વંદિત એ પ્રભુને સદા વાંચ્છું મન થકી.
કૃત કૃત્ય છું હું એ પ્રભુથી સદા કિંકર ત્હેમનો,
દેવાધિદેવ ત્રિકાળ વેદી નમે ત્હેમને જગ જનો. ૩
એવા પ્રભુનો સ્તોત્ર રચિ મન ગિરા પાવન હું કરૂં,
નિર્મળ કરૂં કાયા નમીને સદા આણા શિર ધરૂં.
આ ભવારણ્યમાં જન્મ માનવનો મળ્યાનું ફળ મળ્યું,
પ્રભુ કૃપાના અવતાર સ્તવતાં કલ્પતરૂ દ્વારે ફળ્યું, ૪

વપુ વગર ધોયું નિર્મળું તે દેખી દેવ મનુજનું,
મન ચકિત થાય ન કોણનું ગો હર્ષ પામે જોઈ તનું,
છે સુકોમળ પ્રભુ અંગ સુમનોહર કદળી ગર્ભસુ,
વળી કલ્પતરૂ માળા સમાન સદા સુગંધીમય ગણુ ૫
એવા સુગંધિ દેહ પર દેવાંગનાના નયન જે,
કરતા ભ્રમર સમ ક્રિડા જે ખુશ થતા જોઇ પ્રભુવયણને
હે ! નાથ અમૃતપાન પુષ્ટિથી પરાભવ પામતા,
પ્રભુ દેહ મધ્યે કાસ શ્વાસાદિક રોગ ન વ્યાપતા, ૬
એ રોગ રૂપી સર્પ ગરુડો નાથ વપુથી ભાગતા,
છો આપ રોગ રહિત સ્વામી જગત્ મધ્યે જાગતા,
પ્રતિબિંબ દર્પણમાં પડે તદ્રૂપ મળ કાંઇ નવ રહ્યા,
વળી પરિશ્રમાદિકથી પસીનો થાય નહિ ગમળ ગયા ૭
તે આપની કાયા વગર પ્રસ્વેદની નિર્મળ સદા,
એ વાત લોકોત્તર પ્રભુની નમું હું તેમને મુદા
વીતરાગ કેવળ આપનું મન રાગ રહિત ધવળ ગણું,
એથી ન બસ પણ શરીર શોણિત ધવલ દૂર ધારસમું ૮
માનું પ્રભુનો રાગ શોણિતથી સ્વભાવે દૂર ગયો,
તેથીજ રાગની રક્તતા ગઇ દૂર સહોદર તે થયો,
જગથી વિલક્ષણ વાત અદ્ભુત વર્ણવે શું કવિ યથા?
દુરગંધ રહિત સુગંધમય છે માસ ગોક્ષીર સમ તથા ૯
દેવાધિદેના નિત્ય સેના ચરણ સેના આપજે,
દુરગંધ ટાળી અનાદિની પ્રભુ પાપ તાપો કાપજો
જળ સ્થળ સુગન્ધિ પુષ્પમાળા તજી ભ્રમરાઓ ભમે, ૧૦
વીતરાગ તુજ નિશ્વાસની લેવા સુગન્ધિ મન રમે
રહે આપના મુખ કમળ રૂપી કમળ રતા ઉલ્લસી,
વળી સમળ પંકજ અથિર જાણી ચરણ કમળે શ્રીવસી
હે નાથ ! તારી જન્મ મર્યાદા અલૌકિક છે અતિ,
પંડિત જનોને પણ અગોચર ચમત્કારી છે કૃતી, ૧૧
પ્રભુ કરે આહાર નિહાર દેખે ચર્મ ચક્ષુ નવ કદા,
એ લોક લોકોત્તર પ્રભા પ્રભુ વર્ણવું શું હું યથા
તીર્થેશ નામ સુ કર્મ જનિતજ અતિશયથી શોભતા,
સર્વાભિમુખ્ય સુનામ અતિશય છતા અતી નિશોભિતા, ૧૨

વીતરાગ એકજ સ્વામી જગમાં એમ કહે કરી અંજળી
અહા ! ઇંદ્રધ્વજ મિષ ઇંદ્ર કરતા ઉર્ધ્વ તર્જની અંગુલી,
જગતાત છો વિખ્યાત વસુધા વાત એક ઉરે ધરે,
પ્રતિપાળ દીનદયાળ તારો એક ત્હારો આશરો. ૨૭
જ્યાં ચરણકમળ પડે તમારા દેવ દાનવ ત્યાં મળી,
અહા! નવાં સુવરણકમળ રચતાં માનું લક્ષ્મીને છળી,
એ કમળમાં વસનારા શ્રી વિસ્તાર પ્રભુ પાદે કરે,
સુર અસુર ભક્તિ શક્તિ સહુ કરી ધ્યાન જિનનું આદરે. ૨૮
જે દાન શીલ તપ ભાવના રૂપ ચતુર ધર્મ પ્રકાશતા,
માનું ચતુર્મુખ થયા સ્વામી અહા! જગ વત્સળ થતા,
મહિમા અપૂર્વ અગાધ પણ ગંભીર સાગર સમ પ્રભુ
પ્રતિબદ્ધ નહિ કોઇ સ્થાન સમીર સમાનછો અદ્ભુત વિભુ. ૨૯
અહા! રાગ દ્વેષને મોહ રૂપ વા વચન મન કાયા રૂપી,
એ ત્રણ દોષથી ત્રઇણ જગને મુક્ત કરવા છો ખપી,
તેથીજ માનું દેવ ત્રઇણ પ્રકારના ત્રિગડ રચે;
અનુક્રમે રૂપ્ય સુવર્ણને વળી રત્નમય કરવા મચે. ૩૦
હે નાથ ! પૃથ્વિપર વિચરતાં થાય અધોમુખ કંટકો,
અહા ? સૂર્ય ઉદય થતાં રહે કેમ અંધકારકે કૌશિકો ?
વરસાદ વરસે સકળ સ્થળ શુભ ક્ષેત્ર વાડ ઉખર ભૂમિ,
પુષ્કરાવર્ત્ત સુ મેઘમાં મગશૈલ નવ ભીજે શમી. ૩૧
નખ કેશ રોમને મૂછ દાઢી સમાર્યા દીક્ષા સમે,
તેવાંજ રહે વાધે નહી બાહ્ય યોગથી સુર નમે,
એ બાહ્ય યોગ તે અન્ય હરિહર પ્રાપ્ત કરી ન શક્યા કદી?
તો અંતરંગ સુયોગની શીવાત કરવી મુખ વદી? ૩૨
જે બૌધ નૈયાયિક આદિ તર્કવાદિ તણી પરે,
રસ રૂપ શબ્દ ને ગંધ સ્પર્શજ રૂપ અનુકુળતા ધરે,
એ પંચ ઇંદ્રિયના વિષય પ્રતિકુળ વરતે નહિ કદા,
એવું અચિંત્ય છે મહાત્મ્ય ત્હારૂં નમસ્કાર કરૂં સદા. ૩૩
પ્રતિપક્ષી ભુત અનાદિના તે કામની કૃતિ ત્હેં કળી,
સહાયક થવા તસ ભયથી માનું ઋતુ સમકાળે ફળી
એ ઋતુ સઘળી નાથ ત્હારા ચરણ કમલ ભજે સદા,

નહિ ટાઢ કે નહિ તાપ શરદી સૂષમ કાળ સદા સુદા ૩૪
જે ભૂમિને તુજ ચરણકમળોથી થવાનો સ્પર્શ છે,
તે ભૂમિને દેવો સમારે મન અતિ ઉત્કર્ષ છે,
જળ સુગંધિ વૃષ્ટિ અને વળી પુષ્પ દિવ્ય સુ પુંજથી,
પુજે ભૂમિ તે પંચવરણી પુષ્પની શુભ કુંજથી ૩૫
ત્રૈલોક્ય પૂજ્ય સદા વિહગ પ્રદક્ષિણા દે ઉલ્લસે,
તો આપથી પ્રતિકુળ થતા મનુષ્યની શી ગતિ થશે?
એ ખેદ અમને થાય છે પણ સદા સમભાવી તમે,
સમ મિત્ર શત્રુ છે તમારે કૃપાસાગર મન ગમે ૩૬
તે સંજ્ઞી પંચેદ્રિય મનુષ્યાદિકનુ વિપરીત પણુ,
નવ આપની પાસે ટકે ભાળી પ્રભા રૂપ પ્રભુ તણુ,
છે સમીર એકેંદ્રિય પણ પ્રતિકુળતાનો પરિહરે,
તો અન્યનુ કહેવુજ શુ વા વાય શુભ સુરભી ધરે? ૩૭
આશ્ચર્ય એ પ્રભુ પંથના પાદપ નમે મહા મહાગૌરવી,
મસ્તક કરી નીચા નમે કૃત કૃત્ય માને આત્મથી,
તો વ્યર્થ મસ્તક ધર્યુ ધડપર કેમ મિથ્યા દૃષ્ટિએ?
ભીંજે ન મગશીળ જનાગો મુદાય સારી વૃષ્ટિએ ૩૮
વીતરાગ સેવાના જઘન્યથી ક્રોડ દાનવ દેવતા,
હાજર રહે ન કરે પ્રમાદ સુ પુણ્યથી પ્રભુ સેવના,
અજ્ઞાનને છો જ્ઞાનચક્ષુ પાંગળાને યષ્ટિ છો,
ભવિને ભવોદધિ પાર તરવા સેતુ અમૃત વૃષ્ટિ છો ૩૯
નવ શોક એવુ અશોક પાદપને ભ્રમર ભાંકારવી,
ગાતો અને પત્રાદિ હલને નાચતો એમ તારવી,
વળી આપના ગુણ ગાયથી હોય રક્ત તેમ તનુ માનવી
દ્વાદશ ગણુ જમ માન પણ ગયુ માન પ્રભુ ગુણગાનથી. ૪૦
તુજ દેશનાની ભૂમિ મધ્યે એક યોજનમા નરે,
જમ ડીંટડા નીચે રહેલા પુષ્પ દેવો પાથરે,
જાનુ પ્રમાણ તે દિવ્ય પુષ્પો પાથરી સ્વાગત કરે,
વિબુધો ન ચૂકે મળ્યો અવસર ભક્તિ સાચી આદરે ૪૧
વૈરાગ્ય વ્યંજક મનોરંજક માલકોશ સુ રાગમા,
વીણાદિ વાદ્ય દેશના ધ્વનિ દિવ્ય વિસ્તારે રમા,
એ દેવ પ્રગીત રાગને ગુણ ગ્રામથી વિસ્મય થતા,
કરી ડોક ઊંચી મુખે મૃગલા પ્રભુ સન્મુખ તે જતાં. ૪૨

જે ચંદ્રકર સમ ધવળ ચામર મુખ સમિપ ઊડે સદા,
માનુ મુખારવિંદ સેવવા તે હંસ યુગલ રહ્યા મુદા,
ઝીલે પ્રશમરસ ઊભય દૃષ્ટિ વદનકમળ પ્રસન્ન છે,
વામાંગ નહિ વામાંગના હરિહર સરાગીથી ભિન્ન છે. ૪૩
આરૂઢ સિંહાસન થઇ દ્યો દેશના જે અવસરે,
આવે હરણીયાં સેવવા હરિ માનું બોધ સુણી ડરે,
પ્રભુતરણ તારણ દુઃખ નિવારણ સુમતિ દ્યો કુમતિહણી;
વીતરાગ બોલી અંતકાળે આપ છો ત્રિભુવન ધણી. ૪૪
જેમ શશિ નિજ કાંતિ વડે આપે પ્રમોદ ચકોરને,
તેમ આપ ભાસંડળ થકી આનંદ દ્યો ભવિ મોરને;
જગતાત છો વિખ્યાત વસુધા વર્ણ અષ્ટાદશ વિષે,
હું નમું બે કર જોડી ત્હમને સર્વ વ્યાપક દશ દિશે. ૪૫
નભ વિષે રહીને દુન્દુભિ પ્રતિધ્વનિ પ્રભુ આગળ કરે,
છે જગત્‌ના સૌ દેવમાં ઉત્કૃષ્ટ દેવ બિરૂદ ધરે;
ઐશ્વર્યને ઠકુરાઇ ત્હારી દેવ દેવાધિ પણું.
જાહેર કરવા જગત્‌માં માનું સુભાગ્યજ તે તણું. ૪૬
પ્રભુ શિર પર ઉપરા ઊપર ત્રણછત્ર રહી સૂચવે યથા,
સમ્યક્ત્વ આદિક ગુણકમો સમ પ્રભુ પ્રકર્ષ જણાવતા;
ત્રિભુવન વિષે નહિ નાથ સમ એમ છત્ર ત્રઇણ કહે મુદા,
વીતરાગ નિર્મળતાદિ ગુણથી શોભતા છે સર્વદા. ૪૭
હે નાથ એ પ્રાતિહાર્ય લક્ષ્મી ચમત્કાર પમાડતી,
કોણ કોણ મિથ્યા દૃષ્ટિ પણ આશ્ચર્ય નવ પામે અતિ?
ઠકુરાઇ ત્હારી જોઇ ભાવજન બોધ પામે સર્વદા,
રહી ચરણ કમળે ભ્રમર સમ ગુણગ્રામ કરતા તે મુદા. ૪૮
વીતરાગ રાગ ભુજંગના વિષ વ્યાપ્ત થઇ મ્હેં જે કર્યાં?
તે કર્મ મર્મ કઠોર હું નવ કહી સકું જગદિશ્વરા!
જે કદી ન કરવા યોગ્ય મારી ગુપ્ત કૃતિઓશી કહું?
ધિક્કાર મુજને પડો સ્વામી સર્વ જાણો નવ લહું ૪૯
હે નાથ! હું સંસાર સુખ આશક્ત વિરક્ત કદા કદા,
કદી ક્રોધ યુક્ત કદાચ ઉપશમવાન્ હું સ્વામી યદા.
અહા! રાગ દ્વેષને મોહ આદિકે મ્હને આવાગમનમાં.
કૌતક થકી મર્કટ તણી જેમ નચાવ્યો ભવ ભવનમાં. ૫૦

હે નાથ ! ત્હારો ધર્મ પામ્યો છતા મન વચ કાયના !
વ્યાપારથી કીધ દુરાચારો અશુભ કૃત્ય કષાયના,
તે પાપરૂપ અગ્નિ મૂક્યો મ્હેં મસ્તકે હું શું કહું ?
મન વચન કાયાના અસદ્ ઉપયોગથી મ્હેં દુ:ખ લહ્યું ૫૧
ત્રૈલોકય રક્ષક છતા ત્રાતા, મોહ આદિક ચોરટા !
મમ જ્ઞાન દર્શન ચરણ રૂપ રત્નો હરી લે સામટા
તેથી હતાશ થઈ હણાયો નાથ શરણે આવીયે
હે દીનાનાથ દયાળ તારો ભક્ત છુ હું ભાવીયો ૫૨
વીતરાગ બહુ તીર્થો ભમ્યો હું આપ તારક જાણીયા
બીજા અનેક દેવ ગાઢ દોષ પિછાણીયા,
તેથીજ ત્હારા ચરણ વળગ્યો નાથ અળગો નવ કરો,
તારો ઉતારો પાર એકજ નાથ ત્હારો આશરો ૫૩
હે પ્રભુ આપકૃપાથકી જગી યોગ્યતા પામ્યો ખરી,
તો ઉદાસિન બની નાથ મ્હારી ઉપેક્ષા ત્હેં કેમ કરી ?
મહારાજ જગ શીરતાજ મ્હારી લાજ રાખો સર્વથા,
મ્હોરા ન મ્હેર કરે યથાતો ભક્ત વત્સળ ની કથા ! ૫૪
હે તાત ! આપજ એક જ્ઞાતા કાર્ય કુશળ હૃદય રમો,
નહી કૃપાળુ તમ વગર બીજો કૃપા પાત્ર ન મુજ સમો
તેથી પ્રભુ કરવુ ઘટે તે કરો ઢીલ વગર મુદા,
સન્મુખ ભાળી પ્રસન્ન વદને અભય આપો સર્વદા ૫૫
હે પ્રભુ ! મ્હારા પાપની નિંદ્યા સુકૃત અનુમોદના
કરતો થકો હું અન્ય શરણ રહિત તારણ કરે સુદા
પ્રભુ શરણ આવ્યા શત્રુની પણ મિત્ર સમ રક્ષા કરે
એ ધર્મ ક્ષત્રીનો છતા નિજ ભક્તને કેમ પરહરે ! ૫૬
કૃતકારિત ને અનુમોદનાથી મન વચન કાયા વડી
મુજથી થયેલુ પાપ મિથ્યા થાઓ એ માગુ નકી,
જેથી પ્રભુજી ! પુનર્ભાવે થાય પાપન ફરી ફરી.
અંત:કરણથી માફ માગુ કરેલા અઘની ડરી ૫૭
હે પ્રભુ ! ત્હારા માર્ગને અનુસરી રત્ન ત્રઇ તણું
મ્હેં કર્યું આરાધનથી સુકૃત હું અનુમોદુ ઘણું
ભૂલો પડયો ભવ પથમા ગ્રહીહાથ પંથ બતાવીએ
હે નાથ ! ઓથ અનાથની ઝે સાથ રાખી નભાવીએ ૫૮

સૌ અરિહંતાદિકના અર્હંતપણાદિક ગુણજે.
તે સર્વ મહાનુભાવના ગુણ અનુમોદું ગ્રહણજે.
ઉપકારિના ઉપકારનું હું કરજ નવ વાળી શકું?
કરી સ્તુતિ ભક્તિ સહેજ કરજ અદા કરૂં સન્મુખ રહું. ૫૯
મ્હેં આપનું ને આપના અનુષ્ઠાન ફળ રૂપ સિદ્ધનું
વળી તેમ શાસન રસીક મુનિનું અને પ્રવચન રૂદ્ધિનું,
એ સર્વનું મ્હેં હૃદય શુદ્ધિથી શરણ શુભ આદર્યું,
જીવ જાય તો શું થાય પણ અન્ય મતિ નવ મન ધરૂં? ૬૦
હું સર્વ જીવોને ખમાવુ ક્ષમા સૌ મુજ પર કરો,
છું અનન્ય શરણાંગત પ્રભુ હું ભક્તનો અનુગ્રહ કરો,
મુજને સદા સૌ જીવ પર હિત બુદ્ધિ હો માગું મુદા,
તો મળ્યુ શાસન ફળ્યુ માનુ સફળ જન્મ સદા યદા ૬૨
હું એકલો છું નથી કોઇ મમ કોયનો હું નથી પ્રભુ
એવો છતાં તુજ ચરણ શરણે નથી દીનતા હે વિભુ!
એ એકત્વાદિ ભાવ ભાવું હરો ભવ ભય આપદા,
વહેલાજ મોડા તારશો તો ઢીલ શી કરવી યદા? ૬૩
સુપસાય પ્રભુનો છતાં પણ જ્યાં સુધી મુક્તિ નવ મળે,
ત્યાં લગી શરણાંગત ગણી વત્સળપણું ન તજો પળે,
ત્હેં અધમ હિંસક પ્રાણી ને મહાપાપીઓને ઉદ્ધર્યા,
તો એક મુજને તારતાં કેમ કૃપણતા રાખો જરા? ૬૪
વીતરાગ સર્વ હિતેચ્છુ છો એકાન્ત એવા આપને,
વિનવાય નહિ કદી મધુર વચને તદૃપિ બાલક બાપને.
જેમ નિર્વિકારે વચન કાંઇક કઠોર કહે પણ શિશુ ગણી,
તે મોદ પામે તેમ સ્વીકારો હૃદય શુદ્ધિ મુજ તણી. ૬૫
પ્રભુ પાદપીઠે લુંઠતા મુજ શિર પડી રજ ચરણની,
મમ પુણ્યના પરમાણું કણ રૂપ માનું તે શુભ ચરણની.
[illegible] તે મમ શિર સ્થિર રહો માગું મોક્ષ થતાં લગી
તે રજ નથી અક્ષિપ્ત છે એ મુક્તિપુરિની વાનગી. ૬૬
રોમાંચ પ્રભુના દર્શને પામી પ્રમોદે ખડાં થયાં,
બહુ ભવ ભ્રમણથી પુષ્ટ થઇ કુવાસનાનાં મૂળ ગયાં,
રોમાંચ કંટક વ્યસનોનાં મિથ્યાત્વ ગસડી નાંખજો,
એ મુજ નાથ સહાય કરી તુમ ચરણકમળે સ્થાપજો. ૬૭